સરકારી ગુજરાતી

# ચોથી ચોપડીના અરથ

વ્યાકરણ તથા કવિતાના અન્વય સાથે

**છપાવી પ્રસિદ્ધ કરનાર**

**સખારામભીકશેટ**



## અમદાવાદમા

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોડા

ઢોરના મકાનમાં અમદાવાદ વિક

ટોરિયા પ્રેસમાં

**છગનલાલ ઉમેદચંદે છાપ્યા**

**સંવત ૧૯૩૯ સને ૧૮૮૩**

**કીમત ૦-૪-૦**

જે છે તે જગા

પાઠ ૧૦ મો.

માબાપ—ના) માતા, પીતા.

કબામાં—ના) હુકમમાં આગ્નામાં

ધર્મ-ના) રીત, કામ.

ભોગવવુ=ક્રિ) વેઠવુ, સહનકરવું, શોષવું ખમવું.

આભાર=ના)ગુણપાડ ઉપકાર,

સંભાળ—ના] ખબર

બદલો=ના) સાટું

ભુંડા—વિ]નઠારા,ખરાબ

નરસુ-વિ) નઠારૂ,ખરાબ, ભૂંડું

રેકુ—વી) એકલુ, એકજ.

ઉજેયા—ક્રિ)મોટાકર્યા

લુગડાં-ન) અ. અંબર, કપડાં. એ લુગડાંની સાથે આવનાર શબ્દ.

ઘરચં—વં) વ્રય. સુખાકારચાપોંચેલાં

પજવવાં—ક્રિ)દુખદેવુ રંજાડવાં, દુખવવાં.

પાઠ ૧૧ મો.

નીશાળીયા-ના)વિદ્યાર્થી, સ્કોલર.

પરખવુ=ક્રિ. તપાશી જોવું, પારખવું

જફીકરૂ—વી]ફીકરવીનાનુ, નચીંત, રેલુ

કાયર—વી)કંટાળવુઆળસાવુ

ઠરતાં—ક્રિ)સ્થીર રેહેતાં ટટાર.

જોડણી—ના) અક્ષર જોડવા કે મેળવવા.

શરમાતો—ક્રિ) લજવાતો.

દસ્કત—ના) અક્ષર, હરફ

ઝેર—ના) વિષ,જેખાધાથી મરીજવાય તે

ચટ=ના) રાહા,

સસ્તી=ના] તોફાન ઉનમાત

ફજેત=વિ)નીંદા ગેરઆબરૂ થાય

પાઠ ૧૨ મો

ગુરૂ—ના) મેહેતાજી શીક્ષક.

સમીસાંજ(સંધ્યાકાળના વખત

પાય—ના)ચરણ,પગ

લવારો—ના)નકામુ બલવુ લવરો.

ગવાખો—ના) ચોપરા બચકો

પોથી—ના]પુસ્તક,ચોપડી બુક

લીખ—ના)એકજાતનુ જંતુ ઘણુંકરીને વાળકેલુગડાંમાંથાયછે.

ભુજંગ—ના)સાપ,વ્યાળ, નાગ,

છંદ—ના) ચાલ રીત;

આપ—સ) પોતે

આરે—ક્રિ) વરતે,ચાલે, કરે;

આરો—ન ) ફાયદા નીયમ.

અતીશે—વિ) ઘણું બહું

પછી—અ) વડે

ઘેલી—વિ) ગાંડી દીવાની

ભાગ-ના) પોલ, વખત
ચીસાચીસ-ના) બુમે બુમ.
રડતા=કૃ) રોતાં
આણીશુદ્ધ-વિ) સહીસલામત,
ઊઘરાણુ=ના) ટીપ ફાળો.
દીધેલ-કૃ) નાશેલી અટકાવેલી
હડસેલો-ના) ઠેલો, ધક્કે
ભાગી-અ) તરફ ગમ
હીમત=જુસ્સો હામ
યુક્તી-ના) કળા. ઠાઠ.
મેદાન-ખાલી જગા;
ઉગરયા-ક્રિ બચ્યાં, રહયા.
બેર-અ) સોત સુધાં;
આણ્યાં-ક્રિ) લાવ્યા
પરગજુ-(વિ) પારકું કામ કરનાર
કુટંબ-ના) પોતાના ઘરનો વસ્તાર.
બેખબરી-વિ] સાચાં

પાઠ ૪૨ મો

તપાસ-ના] ખોળ સંભાળ

જવાહીર-ના) હીરા, માણેક વિગેરે.
દરબાર=ના) રાજસભા કચેરી.
ઝાડો-ના) તપાસ, તજવીજ.
સાક્ષી-ના) સાહેદી;
આંખો-ના) નેતર ચક્ષુ
ફકીર-ન) દરવેશ;
લાવ્યુ-(ક્રિ) ભરયું નાખ્યુ
આરીમાર-કૃ) ન્યાળાં ન્યાળી.
ચોરયુ-(ક્રિ) તસ્કરયું, હરણ કરયું

પાઠ ૪૩ મો

જાદુગર-(વિ) જાદુ કરનાર મંત્ર જંત્ર વાળો.
સાબાસ=ના) ધન્ય.
અનુમાન-ના) અટકળી આશરો.
અચંબો-ના) આશ્ચર્ય નવાઇ
ભમાણતી=કૃ) ભમતી આથડતી.
ધ્યાન=ન) ચીત, મન લક્ષ.

પાઠ ૪૪ મો,

ઘેટાં-ના) બકરાની એક જાત છે,
સાહેબ-ના) ધણી ઉપરી
મળતા-અ] બીજાના જેવા ભળતા
ફાટ-ના) ચીરો. ફાટેલુ.
ઘાસ-ના) કડબ ચાર
શીંગડાં-ન) શગ, શીંગ.
ઊન=ના) ઘેટાનાવાળ
વાળ=ના) નીમાળા, બાળ.
દાઢી-ના] હડપચીના વાળ.

પાઠ ૪૫ મો.

મેંઢાં=ના) ઘેટાની જાત.
ચપળ=વી) ચંચળ હોશીયાર.
અક્કલ=ના) સમજણ બુધી.
ડીમો-વી] ડાહાડો ઠો
ભરવાડ=ના) બકરાં ચારનાર
ખરીસ્તી-(વિ) એકજા

| | | |
|---|---|---|
| તનો પરમ જે યુરો | કાપડ=ના) લુગડાં ક | પીતી—ક્રુ] શોસતી પ. |
| પખંડમાં ચાલેછે તે | પડાં, | નકરતી |
| વેપાર=ના) રોજગા | પાઠ ૪૬ મો | આકાર=ના) ડોળ. છા |
| ર ધંધો. | ગુણવાળી-વિ) ફાયદા | બી. |
| ઉપજેછે-ક્રિ] પેદા થા | ભરેલી. | આંચળ-ના) સ્તન |
| ય છે. | સીંગાળી=વિ)શીંગડાં | ખરી-ના) પગનો દી |
| સાલ=ના) ઉંચી જા | વાળી. | બડો. |
| તનું ઉનનું લુગડું | ખડ-ના) ચાર ઘાસ; | રૂપાળો-વિ) સારો, બે |
| ઝુંરૂ=ના) ગરમાળો | પગાળી=વિ) પગવા | સ સરસ, |
| સારૂ-ના) સ્વછ,ચોખ્ખું | ળી. | ભાળો-ક્રિ) દીઠો જો ચ |

## પાઠ ૪૬ મો. ગાય વિષે.

ફાયદા કરે એવી શીંગડાવાળી ગાય, પાણી પીતી જાય છે ને ઘાસ ખાય છેએનું રૂપ કેવું મજેનું છે તેને ચાર પગને ચાર આંચળ છે. ૧ તેના પગની નીચે તળીએ ખરીમાં મેહો ચીરો છે ને એનો આકાર સારો છે તે તમે જુઓ તેના પુછડાને છેડે વાળનો ગુછો છે. ને રોજ ગોવાળીઆ તેને સંભાળ લે છે. ૨ જ્યારે ભુકેલી હોય ત્યારે હોઠ હુલાવ્યા કરે છે. કોઇ કાળી કોઇ ધોળી કોઇ રાતી હોય છે દોહેતા વખત તેનું દુધ સારૂ દેખાયછે ને પછી તેનાં દહીં માખણને ઘી બધું થાય ૩ પેંડા, બરફી, દુધપાક, ને ખીર ખાતાં થાક લાગતો નથી તે બધું દુધનું થાય છે. તેમ એનાં બસુંદ ખાંડ બને છે, તે ખાવેથી પેટમાં ઘણી ઠંડક થાય છે.

| | | |
|---|---|---|
| પાઠ ૪૭ મો | ગી ગરીબ | રાનીઅંગરખી |
| ગટ -વિ) મરચક, | હેરાન-અ) દુખી | જોડીઓ-ના) પગરખં |
| ફળગાય-ન) એક | ગરદન-ના) પીઠ | ખોઓ. |
| જાતનું પ્રાણી. | ભોંકાય-ક્રુ]પેસી જાય | બવતે છે-ક્રિ પ્રવેશ |
| આચાર ના] નીરૂપયો | બચ્ચાં-ના)નાના છો | શેમળ-વિ) કુમળી |

### પાઠ ૪૮ મો

વેગ-ના) સુર, ઝડપ ચાલ,
પુંછડે=ના) પુચ્છે.
નીત્ય-ના) રોજ હમેશ.
દોતાં=ક્રૂ) દુધ કાઢતાં
પેટ-ન) હોજરી
ઠડ=ન) ટાઢ
વાયુ-ન) પવન, હેવા વા.
મોજાં-ના) પાણીની લેહેરો.
ઝબકારો-ના) ચમકારો
કડાકો-ના) ધામ પસીનો,
ગગન-ના) આકાશ, આભ;
ઢંકાઇ=ન) સંતાઇ છવાઇ,
પાંદડાં=ના) પત્ર, પલવ પાનાં
વાદળી-વી) દળ વાદળાં
વાજળ=ના) હવામાંના ઝબકારો.
કડક-ના) ધડાકા, અવાજ કડકા
અધ્ધધ્ધ-અ) ઓહો, હોહો
ફરફર-ના] ઝીણાં ફોરાં,
પલળીશું-ક્રિ) ભીજવઇશુ.
વેગ-ના) સુર, ઝપાટો
સોસરી-અ) આરપાર
ઝબકારો-ન) પ્રકાશ
ચોખ્ખો-વિ: સ્વચ્છ. સ ર્

### પાઠ ૪૯ મો

સાચ=ના) સત્ય સાચુ
શીખામણ-ના) બોધ, શિક્ષા,
વચન-ના] બોલ,
આંચ=ના) જોર હુકત ઇજા.
સ્વાદ=ના) મીઠાશ રમુજ, મીઠું મરચું ભભરાવીને જુદીવનો મેળવીને કે ઃ રુતે
ચકર-ચોગ્રા. હુંશી:
બંધાવુ-ક્રૂ) કબુલથવુ
વચન-ના) કોલ, કરાર
વાંક-ના) ગુનો, તકસીર
પસ્તાવો-ના) પાછળથી ખેદ કરવો.
ભરોસો-ના ઇતબારકું વિશ્વાસ

### પાઠ ૫૦ મો.

ટેવ-ના) માવરો, અભ્યાસ.
ઇલાજ-ના) ઉપાય
સળગી-ક્રૂ) ચોળી
આળોટવુ=ક્રૂ) લેટ
લપેટી-ક્રૂ) વળગાડ ઓઢી લેવું
હોલવી-ક્રૂ) બુઝાવી
પોસો-ના) ખોબો
પેણી=ના) કઢાઇ તાવડી.
માળ=ના) મેડો, મેઢી
સાવચેતી-ના) હોંશીયારી
નુકશાન-ના) અવગુણ, બગાડ;

### પાઠ ૫૧ મો

નળ-ના) નળી, નેવું
આંફળીફાંફળી-ક્રૂ) ગભરાઇ
સસલુ=ના) એકજાતનુ જાનવર.

લક્ષણ-ના] ગુણ. સ્વ
ભાવ.
પંજા=ના] પગનોન
હો, નખ.
જુગતીથી-ના) યુક્તી
થી, કળાથી,
અણગમતુ-ડુ) ગમે
નહી તે.
ઇચ્છાં-ના) મરજીખુ
શી
ઇશારત=ના) સાન.
રીસ-ના) કરોધ,ગુસે
નગારૂ=ના) વાજીંત્ર
આણકારેનહી-ક્રી) સ
ભળે નહી.
અફાળે-કુ) પછાડે
ટોકે.
ફાળ-ના)ફલંગ,ચેકડે
ગભરાય ન) અકળાય
અચંબો-ના) આશ્ચર્ય
મેર-વી) તરફ, બાજુ
પાઠ પર મો.
ભરાઈ=કુ) સતાઈ,છુ
પાઈ.
ચળક-ના) ચડમાં.પા
સે.
હિંમત-ન) હામ, જા

તી. જોર.
મૈનપણાં=ના) સહી
પણા ગોઠીપણાં
લાડે-કુ) ગેલકરે, ગ
મત કરે,
પરગામ-ના) બીજે
ગામ, પારકેગામ.
સાદ-ના) અવાજ,શ
બ્દ, ઘાંટો.
વહાલ-ના) હેત,પ્રીત
શીખામણ-ના) સારી
વાત, ફાયદાનીવાત
સંભારે-કુ) યાદકરે.
પાઠ ૫૩ મો
શીંગાળીઆં-ના) શા
હુડીનાં પીંછા,
શાહુડી-ના) શીંગાળી
આં વાળુ જાનવર.
સાદાં-વિ) રંગ તથા
ચીતર વગરનાં.
ભાર-વિ) તોલ, વજ
ન, બોલ.
ઘોરવું=કુ) ઊંઘવુ,ની
દ્રાવશ થવું.
કરડ-ન) કાણું, બાકુ
ઝરવાં-ન) ઝીણાવાળ
શફાફ-વિ) ચોખુ ઉજ

ણું.
બુઠ્ઠુ=વિ] અણી વ
ગરનું.
હથીઆર=ના) ઓજા
ર.
તીર=ન) ભાલો, બા
ણ, સચાપ.
અધગજ-વિ) અડધો
ગજ.
ગુંડ=ના) ડુક્કર.
નાક-ના) નાશીકા.
સહેલથી—ના) સહે
જથી
પાઠ ૫૪ મો
પ્રદક્ષીણા-ના) આસ
પાસ ફરવું.
નજર-ના) દ્રષ્ટી. ની
ઘા, નેહા.
ચપટી=વી) એક પા
સ બેઠેલી
અધર-અ) ટેકાવગર.
વહાણ-ન) નાવ.ઝાંઝ
સ્થિર-વિ) હાલે ચા
લે નહી તે.
ફેરા-ના) ચકર.
કજાક-ના) અઢી ઘ
ડી.

પાસું—ના) બાજુ.
રાત—ન) નીશા, રજની

પાઠ ૫૫ મો.

સિંદુર—ન) દરીઓ, સાગર,

ઉતર.
દક્ષીણ
પુરવ
પશ્ચીમ.
} ચાર દીશાના નામ.

નકશો=ના) દેશ, ખંડ વીગેરેના નમુના.
ખંડ—ના) જમીનના મોટા ભાગ જેમાંઘણા દેશ આવેલા તે.
દીશા—ના) બાજુ.
સમજવુ—ક) જાણવુ
વાંસે—ના) બઇડોપીઠ
નમુના—ના) મુકાબલે
ભુગોળ—ન) પ્રથ્વીને ગોળો;

પાઠ ૫૬ મો.

કાઢેલા—ન) ચીતરેલા બનાવેલા.
મથાળુ—ના) ઊપલુ પાસુ.
કડકા=ના) વીભાગ, ટુકડાભાગ
નીચે=વી) હેઠે તળે
બેટ—ના) પાણીની વચે જમીન હોય તે
વળગેલા—કુ) સંધાએલા.
અળગો—અ) જુદો. દુર. વેગળો.
મધ્ય—ન) વચલા.
મુલક—ના) દેશ.

પાઠ ૫૭ મો.

સ્તુતી=ન) આરાધના, મારથના,
નીરધન—વી) ધનવગરનાં,
બક્ષીસ=ના) ભેટ, ઇનામ નજરાણું,
યોગ—વી) લાયક, ઘટારત.
જગજીવન=ના) જગતનો જીવાડનાર,
સમરથ—ના) જોરાવર, બળવાન.
નીતી—ના) ધર્મ, ઠેવેકથી ચાલવુ તેમ
અધીક—વી) ઘણું, મા
દુખીઓ—વાં) હેરાન દુખી,
મુજને—ના) મને, પોતાને.
સરજનહાર=વી) પેદા કરનાર.
ઉપકાર—ના) પાડ, ગુણ, આભાર.
ભમે=ક્રી) ભટકે, રઝળે. અથડાય.
કીરતી—ના) વખાણ,
ફોકટ—વી) નકામુ, વ્યર્થ અમસ્તુ.
ઠામ—ના) ઠેકાણું જગા,
જસ=ના) શાબાશ ધન્ય;
ભક્તી=ના) પરમ, પ્રમાણીકપણું;

## પાઠ ૫૭ મો ઇશ્વરની સ્તુતી.

જ્યારે હું શહેર કે બજારની બહાર ફરવા નીસરૂ છુ તી
યારે ઘણા ગરીબ લોકો મારી નજરે પડે છે અને આખીમ

થ્વી પરના બધા લોકો દુખી માલમ પડે છે ૧ પ્રથ્વીના સર જનાર સરવે શક્તીમાંન ઇશ્વર મને જે જે બક્ષીશ નીવાજશ કરે તે બધાનો પાડ હુ શી રીતે વાળી શકીશ ઘણા લાચાર અનાથ લોકો ભુખથી ઘેર ઘેર ભટકતા ફરે છે પણ જોઇચે તે કરતાં વધારે હે જગતના જીવ ઠનાર ધણીતેં મને અન આપીયું છે પ્રથ્વી સમુદ્રને આકાશ એમાં પ્રભુ તારીજ લીલા લેહેર રહી છે હું જ્યાં જોઉંછું ત્યા મોટુ ભારે કામ છે ને કોઇ પણ જગા તારા વગર ખાલી માલમ પડતી નથી હે ઇશ્વર તારા જશ મોટા છે તને માન ઘટે છે હું તારૂં સદાસમરણ કરૂ એવી મને શકતી આપ ને નીત સારી રીતે ચાલેએવુ કર ને મારાં સઘળાં દુખ તું કાડી નાંખ.

પાઠ ૫૮ મો.

મામલતદાર-(ના) પરગણાનો વહીવટદાર તથા વસુલ લેનાર

પેરો-(ના) ચોકશી, ચોકી,

કચેરી-(ન) કોરટ, દરબાર.

વેહે-(ના) છોદર, કાણુ બાકુ.

વાટે-(ના) રસ્તે.

અજાણ્યું-(વી) પરાયુ, પર.

નોંક્રી-(ન) લખીગણી ખપ-(ન) કામ,

કાનુની-(વિ) ક્રિપમાગી

સુમાર=(ના) આસરે. અડસટો.

પાઠ ૫૯ મો.

સાહેબ-(ના) ટોપીવાળો

સીપાઇ-(ના) પટાવાળો, નોકર.

ખુન-(ન) જીવથી મારી નાંખવુ તે,

ગીતાં-(ના) ધરમનુ પુસ્તક,

તકરાર-(ના) જંદ, કજીઓ, વાંધો,

અપમાન=(ના) માન નહી તે, બેઆબરૂ,

શીમ-(ના) ખેતરની હદ, શીમા,

સાલ-(ના) શક, વરસ

નીકાલ-(ના) તોડ, ફેસલો, વાંધો.

કારકુન-(ના) મેહેતો,

છેવટે-(ના) આખરે, વાયદે.

બમન=(ના) બરામણ, દ્વિજ.

અછી=(વી) સારૂ, બેશ ઠીક.

ભરવાડ-(ન) ઘેટાં અથવા ઢોર ચારનાર

ઠપકો-(ના) અપરાધ

પાઠ ૬૦ મો;

એકાકાર=(વિ) સરખું બરાબર.
શોક-ન) દીલગીર.
કલગીદાર=(વિ) માંજરવાળુ
લકી-રી પાંખોનીકળા કરી નાચનારૂં.
ગીરેબાજ=ના)કુલાટ ખાનારૂં.
ચાહુ-ના)જડાગળાનુ
શીરાજી-ના) કલગીદાર ટોપીવાળુ.
થરથરી=ના) થરથર ધ્રુજા કર તે.
તરેહ=ના) યુક્તી. રીત ઘાટ પ્રકાર.
આસમાની-ના) ભુ। વાદળીઆ।
ગરદન=વી ડોક,
ખીલેલી-રી) પોહોળી થયેલી.
કાસદી=વી) ખેપકરનાર;
ઠામે-ન) ઠેકાણુ ઘરે;

પાઠ ૬૧ મો

અંગ-ના) શરીર,દેહ.
ઓપરી=ના) માથા ઉપરનું ઘડ.
મગજ=ના] માંથાની અંદરનોભાગ.
પોભા-મુછ પાસેના વાળના ગુછા.
ટટાર=(વિ) સ્થિર ઉભુ.
તાળવું=ના) જીભ ઉપરનો ભાગ.
મોચી-ના) ગરદન ગળુ.
ડાબડે-ના) ડચો;
આંચ=ન) હરકત,
હડપચી=ના) દહાડીઆગળની જગા.
ખાળી-ક્રુ) રોકી,અટકાવી;
વાસ=ના) સોડમ.

પાઠ ૬૨ મો.

ફેફસું=ના) ગળામાથી સ્વાસ લેવાય છે તે નળી.
રાક્ષી=ના) મો આગળ બેવડાં દાંતછે તે અથવા દાઢો
દાંત-ના) દંત;
ડાચામાં-ના) જડબામાં, મોઢામાં.
લાળ-ના) થુંકનારેલા ઓગરાળા;
સ્વાદ-ના) મીઠાશ, મધુરતા.
બજાવેછે-ક્રિ) તારેછે કરે છે.
દમ-ના) સ્વાસ,
વાચા=ના) બોલ, બોલવુ;
રૂપ=ન) ડોળ, આકૃતી, છબી;
ઇંદ્રીયો-ના) સરીરનાભાગ, કાન,જીભ, આંખો, ચામડી.

પાઠ ૬૩ મો

બીડ-ના) ઘાસઉગેવાનુ ખેતર.
નધણીઆતુ-વી) માલીક વગરનુ.
ચાસ=ના) ચાર,
ગંજી-ના) ઘાસનો ઢગલો, ગંજ,
વગડો=ના) જંગલ

ભસવા-ક્રિ) ગુરકવા
કાલાવાલા=ના] પ્રાર્થના, વીનતી
નીરાશ-વી] આશારહીત, નાઉમેદ;
નીચ-વિ) દુષ્ટ, નઠારૂં
અદેખો=વિ] જેરીલો દ્વેષી,
ધાણી-ના) માલીક, ઉપરી, શેઠ,
સાચવવા-ક્રિ] જાળવવા
વાજબી-વિ) ખરૂં, લાયક; યોગ્ય, અદલ;
હક-ન) દાવો;

બળવું-ક્રિ) દાઝવું, બ દખાઈ કરવી,

પાઠ ૬૪ મો

ઉપકાર-ના] પાડ, આભર.
કુર-વિ) નીરદય,
સોગન-ના) પ્રતીજ્ઞ સમ, કસમ;
ઉપદેશ-ના] બોધ;
સુકૃત-વિ) સારૂં કામ
પ્રતાપ-કૃપા, મેહેરબાની
વસ્ત્ર-ના) લુગડાં, કપડાં
જન=ના) માણસ

ખુલે-વિ) ઉઘડે
અંગ-ના] શરીર,
નવરંગ-ન) સારા ગીત તરેહ તરેહના
કંગાળ-વિ) ગરીબ, લાચાર.
બીછાનું-ના) પાથરણું
વય=ના] ઉમર આયુશ;
વચન-ના) બોલ શબ્દ
વદે=ક્રિ) બોલે, ઉચારે
જ્ઞાન-ન) અક્કલ, બુદ્ધી
ડર=ના) બીક, ભય,

## પાઠ ૬૪ મો ઇશ્વરનો ઉપકાર

ઘણા માણસો રસ્તામાં પડેલા ( રઝળતા ) તેમને હું ઉઘાડે શરીરે જોઉછું, પણ મને તો શઘળા શરીર પર નવ નવા રંગના તરેહ તરેહવાળાં લુગડાં ૧ કેટલાએક ગરીબ લાચારને રહેવાને ઘરબાર મળતાં નથી; પણ મને તે રેહવાને ઘર અને રાત્રે સુવાને પથારી છે; ૨ બીજા કેટલાએક નાની ઉમર થકી મોમાંથી નઠારા સબ્દ બોલતાં શીખે છે; અને મોઢે જુઠા સમ ખાય છે, એવા તેઓ પાપી જણાય છે. ૩ બોધ કરયા થકી જ્ઞાન ઉપજ્યું; ને મારા ઉપર પરમેશ્વરનો મેહેરબાની છે. તો તેથી બીહીને હું સારાં કામ કરૂ તેથી તે ઇશ્વર પોતે મારા ઉપર પ્રસન થાય, ૪

